श्री नवीन

# राम राज्य वियोगन खेलनां

# गायनो.

શ્રીમન્ત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત

શ્રી દેશી નાટક સમાજને માટે.

( આ નાટક રજા વિના છપાવવું કે ભજવવું નહીં. )

---

## અમદાવાદ

"ત્રિભુવન" પ્રીન્ટિંગ પ્રેસમાં છાપ્યાં.

સંવત ૧૯૫૦ સને ૧૮૯૪



---

કિમ્મત ૦-૨-૦.

શ્રી પરમાત્મને નમઃ

# શ્રી નવીન રામ રાજ્ય વિયોગ

# ખેલનાં ગાયનો.

૫૫૨૦

## શ્રી પરમાત્મને નમઃ

# શ્રી નવીન રામ રા[redacted] વિ[redacted].

---

### ટુંક સાર.

પ્ર. ૧ ઇંદ્રની દરબાર; દેવીઓ રાવણથી પોતાને પડતાં દુઃખની ફરિયાદ કરવા આવે છે; ઇંદ્ર રામને વનમાં વળાવવા માટે કળીયુગને મોકલે છે.

પ્ર. ૨ વનમાં શ્રવણની અંધ માતા પિતા પ્રત્યેની ભક્તિ. સાધુનો સંઘ. શિકાર માટે નિકળેલા દશરથને સરોવર તરફનો રસ્તો મળવો; આંધળે બ્હેરૂં.

પ્ર. ૩ સરોવર ઉપર દશરથથી શ્રવણનું મરવું.

પ્ર. ૪ કૈકેઇને વ્હાલી થયેલી મંથરાને ભોળવવા કળિયુગનો વિચાર.

પ્ર. ૫ શ્રવણનાં વૃદ્ધ માતા પિતાનું શ્રવણ મુવાની ખબર મળતાં દશરથને શાપ આપી મરવું.

પ્ર. ૬ દશરથના રાજ્યમાં કોઇ થતા અધર્મથી બ્રાહ્મણના જુવાન છોકરાનું બાપ પહેલાં મરવું; રાજા પાસે રાવ ખાવા જવું.

પ્ર. ૭ રામ લક્ષ્મણનું ઉપરના અધર્મ કરનારની તપાસ કરવા જવું.

પ્ર. ૮ શંબુકની તપશ્ચર્યા; રામ લક્ષ્મણથી પકડાવું,

પ્ર. ૯ રામ લક્ષ્મણનું શંબુકને લઇ દરબારમાં હાજર થવું.

---

## અંક બીજો.

પ્ર. ૧ બાગમાં ફુલ વિણવા આવેલી મંથરાનાં કદંબના ઝાડમાંથી કળિયુગનું પ્રવેશવું. અગ્નિચિંતુ મંથરાનું રૂપ બદલાવું. રામને નિંદવું. એક વસિષ્ઠના સિપાઇનું સાંભળવું; મારવા તૈયારી કરતાં મંથરાનું નાસી છુટવું.

પ્ર. ૨ રસ્તામાં નગરવાસીઓનો આનંદ—મંથરાનું પકડાવું.

પ્ર. ૩ શંબુકનું આગમન-મંથરાને શિક્ષા; નગરવાસીઓને ન્યાવ.

પ્ર. ૪ શંબુકનો રામ ઉપર વેર લેવા વિચાર; સ્ત્રી વેશ કરી કેદખાના તરફ જવું; મોતીનો આનંદ.

પ્ર. ૫ શંબુકની મદદ; મંથરાનુ કેદખાનામાંથી છુટવું.

પ્ર. ૬ રામ પ્રત્યે અપૂર્ણ પ્રેમવાળી કૈકેયીને મંથરા ભોળવેછે; કળયુગનો પ્રવેશ.

પ્ર. ૭ કૈકેઇનાં વર માગવાં દશરથનું દુઃખ; રામનું વનવાસ માટે તૈયારી કરવા જવું.

પ્ર. ૮ કૌશલ્યાની રજા લેઇ રામ લક્ષ્મણનું જવું.

પ્ર. ૯ સદ્ગુણી સીતાની પતિ સાથે વનવાસની તૈયારી.

પ્ર. ૧૦ ઓરમાન માનું દુઃખ નવી વહુનો વરઘોડો.

પ્ર. ૧૧ રામ લક્ષ્મણ સીતાનું દશરથની રજા લેઈ જવું.

---

## અંક ત્રીજો.

પ્ર. ૧ ભરત શત્રુઘ્ન મોસાળમાં; ભરતને માઠુ સ્વપ્ન; બન્ને ભાઇનું અયોધ્યા આવવા નિકળવું.

પ્ર. ૨ વ્હેમી ભરથારનો મામલો.

પ્ર. ૩ રામ, લક્ષ્મણ, સીતા વનમાં; રામ સુમંતને પાછા વાળે છે; સીતા અને લક્ષ્મણની કસોટી.

પ્ર. ૪ વ્હેમીની સ્ત્રીની અવદશા; ધણીને સજા કરવા ઠરાવ; ધણીની મારફતેજ યાર ઉપર સંદેશો; ભરત શત્રુઘ્ન; સુની અયોધ્યા; રાજ ધ્વજા ભાગેલી જોઇ ગભરાઇ માપાસે હકિકત જાણવા દોડવું.

પ્ર. ૫ રામ, લક્ષ્મણ સીતા ગંગા કિનારે; માછીઓ સાથે ભજન.

પ્ર. ૬ કૈકેયી અને મંથરા; ભરત શત્રુઘ્નને મુગટ આપવા કાલાવાલા; બન્નેનુ તિરસ્કાર સાથે નિકળવું; કૈકયીની કટાર કાઢી મરવા તઈયારી; દેવવાણી; રામ પાસે માફ માગવા જવું.

પ્ર. ૭ વ્હેમી ધણીનો વરઘોડો; હારી પાંસરા થવું.

પ્ર. ૮ લક્ષમણ તથા સાધુઓ, લક્ષમણ શત્રુઘ્નનો ભેટો.

પ્ર. ૯ ભરત વશિષ્ઠ વિગેરેનું વનમાં રામચંદ્રને મળવું: પાછા ફરવા વિનવવું; રામની ના ભરતની બળી મરવા તઇયારી; નારદ; દેવમંડળ—સમાપ્તિ.

### શ્રી પરમાત્મને નમઃ

# श्री नवीन राम राज्य वियोगना [illegible]

# ગાયનો.



**દેવમંડળ—** ૧

આનંદે આવી આજ, ચંચળ ચિત્તથી
વીણા વાંસળી મરદંગ, ઝનનન થેઈકાર—આ૦
સુરપતિ મંગળ કુસુમે વધાવી, આવી ચરણમાં શિશ નમાવી
જયજય ધ્વજ ચોમેર ઉડાવી
ધ્રિગતીલંગ ઘુમકિટનિકકરદે, તનનનનનનન તતાથેઈ તતાથેઈ
રંગ મચાવે; ગગગગરિ ધપ, ગગગગગરિસા
ધર ઘુમંડ ધર ઘુમંડ મંગળ કારી—આ૦

**દેવીઓ—** ૨

મહારાજા આપ બેઠે દેખી દુઃખરજની
ત્રાહી ત્રાહી કરી આવી મળી સજની—માહા૦
અસુરોનું બળ વધ્યું, સુરતણું માન ઘટ્યું
આશા તુમ પદકજની—માહા૦
ઠેર ઠેર કેર થાય, ધર્મ ધ્યાન નાઠાં જાય.
શરણે આ પુણ્યધ્વજની—માહા૦

ઇન્દ્રદેવ— ૩

છે તારી મદદ પર પુરો આધાર, હુકમ હું હાજર નિત્ય બજાવવા
કઠણ કઠણ દુશમનને પજવવા—છે૦

હાલ હાલ સઉ કારજ તજવા, શુર અવધપુર ભણી ડગ ભરવા
રઘુપતિ રાજ્યાસનથી ચુકવવા, તું આવા સુર જનના કામે તૈયાર છે૦

અપ્સરા— ૪

જય જયકાર જય જયકાર, આશીરવાદે સુરમંડળના
જય જય થાઓ—જય૦

સત્વર શુરવીર જા તું તારા કામે
મંગળ મંગળ આ છે કારજ ત્રણે ભુવનમાં—જય૦

આંધળો—આંધળી ૫

શા પાપે આ અંધાપો એ બાપજી આવ્યો અમારે કરમ
લોક કેછે થયું છે પ્રભાત, અમને એતો અચંબાની વાત
કેવું પરભાતને કેવી રાત એ બાપજી—આવ્યો૦
કોઇ કેછે આ છે લાલ, વળી લીલું કલ્હાર, પીળું ધોળું શ્રીકાર
કેવું લાલ કેવું લીલું પીળું હોશે એ બાપજી—આવ્યો૦
જ્યાં જ્યાં જઇએ ત્યાં કેછે ખસ ખસ, બાજુએ ચાલ જા એઇ ઓપ બસ બસ
અમે ગભરાઇએ સાંભળીઆ, ખસ બસ એ બાપજી—આવ્યો૦

શ્રવણ— ૬

માતને તાતની સાચી સેવામાં સોંપ્યું આ તન મન ધન;
સર્વ સેવાનો એ સાર અસંખ્ય જેના આભાર;
વાજ્યો ડંકો પાડ—સોંપ્યું

પાળે પોશે પ્રેમથી ને દે જ્ઞાનનું દાન
એવા વૃદ્ધ વડીલને વિસરે હરામી હેવાન—સોંપ્યું•
તીરથ સઘળાં ફરી વળે જપ તપ કરે અપાર
માત તાતની ભક્તિ વીણ લિંપણ ઉપર છાર—સોંપ્યું•

સાધુ મંડળી ૭

રામ ભજનકો દીઆ કમલમુખ રામ ભજનકોદીઆ—
દુર્લભ માનવ જનમએ પાયા, મુરખને ધુલ કીયા—
કંચન જેસી કાયા પાયા, સાર્થક કછુ નહીં કીયા—
ચાતુર હોકે કયંઉરે ચેતન, પાપ ગઠડી સીર લીયા—

૮

કયઉં બોલે બે ડોકરી થુથુ
આમ વળગે બાવાજી મનહુ—કયંઉ
રામજીકી નીંદા; આતો દીહસે દંડા;
ચલ લગેં એ બાપરે, મરી ગઈરે
ફિર બોલેગીકે?
શેર દાણા તું લે, બાવા જાવા તું દે—કયઉં•

ભરત.— ૯

દેખીસુંદર ગગન, મન્ન મગન, નાચે પનનન અતિ ઉમંગેરે
તોયે દીસે અંધકાર ચંદ્ર વિનારે—
આ અંધકાર દુર કાઢનાર ચંદ્રકાન્તિ
સકળ જગત જન ચિત્ત હારનાર આપી શાન્તિ
નથી નજર આવતી જરીક ટાળનાર ભ્રાન્તિ
અરે ચંદ્ર પુત્ર વિના દિસે ગગન મ્લાનકાન્તિ
અરે એક પુત્ર વગર મ્હોચે માત તાત આઈ—

શ્રવણ.— ૧૦

નરનાથ જલ્દી જઇને પાજે મારા પિતાને પાણી લઇને-
શું શું કહેશે શુંશું કરશે અંધ વડીલ હું મરતાં,
વચ્છ વિખૂટી ગાયની પેઠે, મરશે ઝુરતાં ઝુરતાં. નર૦
શ્રવણ શ્રવણ એ કોને કહેશે, કોણ કહેશે હાજી,
પાંખ વિનાના પંખીની પેઠે રહ્યાં રણમાં માત પિતાજી—નર૦
માત પિતાને અધવચ્ચ મુકી નિસર્યો હું નિરભાગી,
જનમો જનમ માત તાતની સેવા, માગું પ્રભુ પાય લાગી. નર૦

દશરથ— ૧૧

હું પસ્તાઉં સરદાર પાપીનો, મારી બ્રાહ્મણને તીર, જીવજ લીધો. હું૦
પામ્યો શાપ કઠણ એ પાપે, હાય થશે શું હરિ દુરજનનું. હું૦
આંખ છિનાવી લેઇ અંધાની, ઠરી ન બેશીશ ઠામ કદી હું. હું૦

રામ લક્ષમણ— ૧૨

સુતું નથી રહેવું પડયું રે મહારાય,
રેવું એતો ખાંડાની ધારે ગણાય—
રાજ્ય ધણીએ રાખવી રૈયત ઉપર રેમ,
નિજ સુખને કોરે કરી ઇચ્છે જગતું ક્ષેમ સુ૦
દુર્ગુણ દીલમાં સમજવી જગમાં જીવતી નર્ક;
ઝાઝા રાગ માઝા મુકી થાએ તેમાં ગર્ક. સુ૦

દશરથ— ૧૩

શોધી પાપીને કરૂં હાલ બેહાલ,
નહીં આ હવે ચાલે, અધર્મિઓનું અંધેર. થયો છે કેર. પા૦
જંગલ પ્હાડ ફરી વળું શોધું સાગર તીર,
પાતાળેથી પાપીને પકડુ ધારી ધીર—મારા રાજ્યે આશું—પા૦

રાજા ગમ્મતમાં રહે પ્રજા ઘણી પીડાય,
પાપી તે પૃથ્વિપતિ નિશ્ચે નરકે જાય—મારાથી એ ન થાય. પા૦

રામ-લક્ષ્મણ— ૧૪

અમે હાજર હુકમ બજાવા, શોધીએ બાંધીએ લાવીએ પાપીને. હાજ૦
ઘેલા શું થયા છો, નાહક શું રોકો છો. શો૦
રાઘવ કુળછે જગમાં જાણું, જાનનું ગણે ન જે નુકશાન;
રૈયત લોકનું કરે કલ્યાણ, અહનિશ તાકે એજ નિશાન,
પધારો, સીધારો, જયથાઓ જય થાઓ—શો૦

શંબુક— ૧૫

લાડુ ભટની જો લટપટ જ્યાં જ્યાં જોઇએ ત્યાં ભટ;
જાનમાં જોઇએ તો ભટ, ધ્યાનમાં જોઇએ તો ભટ;
દાનમાં જોઇએ તો ભટ મોકાણમાં એ ખરા ભટ. લા૦
અવર જાતનું નામ સાંભળીને કહે છટ્ છટ્;
પ્હેરી પીતાંમર લાડવા જમવા પ્હોંચે ઝટપટ— લા૦
શુદ્રજીએ પણ નાંખી અડંગા કરી મેં જપ તપ,
કોની માએ શેર સુંઠ ખાધી છે આવી કરે લપ ચપ—લા૦

રામ— ૧૬

ફરી વન વન હું મનમાં મુઝાઇ ગયો ભાઇ;
શુંરે કરૂં કાંઇ સુઝ પડે નહિ—ફરી૦
રાજકુમાર થઇ પાછા ફરાય નહિ, કૂળની બધી જાય આબરૂ કમાઇ
પાપીની શોધમાં પ્રાણ ગયા તો નથી એ આપણા કૂળમાં નવાઇ
પ્રજા જનોનાં દુઃખ પ્રજાળવા, રાજ્ય કુમારોની કાયા રચાઇ

રામ—લક્ષ્મણ ૧૭

નમી નમીને મુનિ શીરોમણી, અરજ કરે દિન દાસ હેતે—નમી૦

દર્શન આરો આવ્યા ઉલ્લાસે, દેજો દર્શ દયાળ પ્રીતે— નમી૦
જગ ઉપકારી જન હિતકારી, મંગળકારી તમામ રીતે—નમી૦

રામ વિગેરે— ૧૮

છે પકડાયો પાપી આખર લે બાંધી એને ઝટપટ
શુદ્ધ થઈને માળા લઈને થઈ બેઠો છે ભાવિક ભટ
શું અપરાધિ એથી બાંધી લઈ ચાલો ભુજાને સટ સટ
ધર્મ વિરોધી લીધો શોધી મુકી દે બીજી લટ પટ
મળ્યો પત્તો ખરો, આ પાપનો ઝરો
જુવાનનો મરો, આ પાપથી ખરો
લેઈ નિસરો, પાપી પાંશરો, રે વાર ન કરો
નરપતિકને ઝટ પટ

સઘળાં— ૧૯

ધન દિન દિસે આજનો, જયવંત રામ રાજની
થયો જયજયજયજયકાર, જન મનમાં આનંદ અપાર
પધારિઆ પ્રજાપતિ—
ગુરૂ દેવ ઉપકાર આપનો, સર્વ સાર પુણ્યના પ્રતાપનો
સર્વ કાળ વ્યાપી રહો જય જય.

# अंक २ जो.

દાસીઓ—મંથરા— ૨૦

શોભા સુંદર બની જોની એની જળની,
મળવી નથીજ ફરી ખુબી આવી પળની—
જળ ભરી જો આ વાદળી માંડે દોડાદોડ.
જોબનવંતી જુવતી જયમ મળતાં જુગતી જોડ—શો૦
ચંપો કેતકી મોગરો ગુલાબને ગુલબાસ,
ખુલી ખુશબો ફેંકતાં હોંશે ચારે પાસ—શો૦
પુષ્પ ખીલ્યાં જાણે રમે બાળક માતા સાથ,
વેલ વૃક્ષ વિંટી રહી જ્યમ નારી નીજ નાથ—શો૦

મંથરા— ૨૧

રામ થકી અનુરાગ કરે જે મુળથી તેને વાઢું.
મુખથી તેના વખાણ કરે જે દાંત હું તેના પાડું
દશરથગાયને કૈકેઇના પાયે હું નક્કી નમાડું
ભરતને રાજ્યાસન અપાવી રામને વનમાં કાઢું
પ્રારંભ આવું, કરી બતાવું, મંથરા સાચી કહાવું—

મંથરા— ૨૨

ગોમુખ ધારી વાઘ બને એ; વિષ ઘટ [illegible] મુખમાં
રાજ્ય પામીને કદિ ન રાખે, આવી દયા એ દીલમાં,
ભોળા લોકો શું રામ રામ મુખ બકતા

નગર લોક— ૨૩ ૧

માર મેલીલા મારકાય બ્હીતો—
નીંદોસી જરા રામાલા, રાંડ ભાગ્ય તારા, ફુટયાં,

કોઇ કેરે વેરાણુકી કાંઉલા,
ક્હાડરે પકડલે પલ્લા
કસાકાય, બ્હીવે કાંય, ડરો નાંય, રખે જાય—મારુ૦

વસિષ્ઠ ૨૪

ક્યારે સીંહાસન ચઢી બેસે શ્રી રઘુવીર,
એવી ઇચ્છાથી થયું, મન મારૂ અધીર
નયના નંદન, જગદ નંદન ચન્દન તરૂ સમ રઘુપતિ રામ,
ભવ દુખ ભંજન, જન મન રંજન, નન્દન દશરથ કોટિ કામ
છત્ર ધરાતું ચમર વિંજાતુ, મુકુટ પ્હેરાતું, આણી વ્હાલ,
એ ઇચ્છા જગદીશ પૂરે તો, જાણું મુજને કીધો ન્હાલ

મોતી— ૨૫

હું નીરભાગી સરદાર ઘરજી નોકરી કરવા
ખવાસણુની બેટી હું છુ મોતી મારૂ નામ
એક ઘડી પણ ઠરી ન બેઠી, નિત્ય કામનું કામ—હું૦
મુજ સરખી મહીલા મોહનથી જોબનનો લે લ્હાવ.
હું દુખણી દીલમાં દુખાઉં, ફાવે નહી કાંઇ દાવ—હું૦
લાગ મળ્યો તો આજે ઉત્તમ, પણ આવી આ વેઠ,
નક્કી નીચમાં નીચ નોકર પણ પેટ કરાવે વેઠ—હું૦

મોતી— ૨૬

આહહા હું તો છુટી. ઓહોહો હું તો છુટી વાહ વાહ વાહ
હું તો છુટી

હું છુટિ હું છુટિ હું આજે થઇછુ છુટિ—
નાચુ કે કુદું કે રમું કે જમું
થેઇ થેઇ થેઇ થેઈ થેઈ થેઇ થેઇ છુમ છુમ છુમ છુમ છુમ છુમ,

મંથરા— २७

મનની મનમાં તનની તનમાં રહી ગઈ મારા મનની મનમાં
ધાર્યું હતું શું થઈ ગયું આ શું,
અન્યને પીડતાં આવી પીડા આ—
કે'વત જગની સાચી થઈકે,
જે ખાડ ખોદે તે પડે તેમાં—મ૦

મંથરા— २८

જાઉં જાઉં હાલ જાઉં જઈ રાણી સમજાવું,
પછી રાજ્ય હાલ હાલ ભાઈ ભર્તને અપાવું—
રામને કઢાવું વન, ફેરવી રાણીનું મન્ન,
ખાવાને ન મળે અન્ન, વાટમાં પાડું વિઘ્ન,
અસ્ત કરું સુખ દીન, ચતુરાઈનું એ ચિન્હ,
પછી થાઉં હું પ્રસન્ન, માનું મન ધન્ય ધન્ય—જાઉં૦
રામલાનો છાલ નહીં જીવ જતાં પણ છોડું—
એવા વીષવેલાને તો વ્હેલાં મુળથી ઉખેડું—
કદી કાગડાને ન દેવાય ખાવા મીઠાં આમ્રકેરાં ફળો જે રસાળાં
ન હોદે દિપેરે ગધેડાંની પીઠે, ખમાર નહી રામ રાજાજી દીઠે જા૦

સાહેલીઓ—કૈકેઈ २९

ધણીની માનીતી નારી, સુખી થનારી ચિતમાં ધારી—
સાસુ નણંદ નહી કહે કાંઈ, માનતી મોટી મોજ,
મગન મગન મનમાં રેતી, ધણીની માનીતી રોજ—ધ૦
જેને ધણીનું સુખ જગતમાં તેનો સુખી સંસાર,
ધણીના માન વિના ધણીઆણી, ઠાર હરાયું ધાર—ધ૦

નાક વિનાનું માનવી જેવું, લુણ વિના ભોજન,
ધણીના માન વિનાનું તેવું, જુવતીનું જીવન--ધ૦

મંથરા— ૩૦

કાલે રામને મળશે રાજ--ભુંડી૦
જોરને દોરને તોરને વળી ઓર થશેજ મિજાજ--
તારેને ભરતનો ભાવ ન પુછશે રેશો ટુકડા કાજ—ભુંડી૦
ઘરઘર કૌશલ્યાજ પુજાતી થશે એ રાજમાત—ભુંડી૦
દાસી કહે અતિ દુઃખમાં જાશે તારા દાડા રાત—ભુંડી૦

મંથરા-- ૩૧

અરે બાળ તારો શિરપાળ એ મારે હરામ
જ્યારે એ રામ, પામે દમામ, જશેજ હામ હાય મારી તમામ—અ૦
શાવલું આપી તને ભિક્ષા મગાવશે માન મારૂં વાન હૈયાફુટી તું માન
ભરૂંસો રાખીયે એક ભગવાનનો,
ભરૂસે ભુલી ભુંડી ઠરીશ હેરાન--

કૈકેઈ—મંથરા ૩૨

લુંડી નહીં લાજે જ્યમ આવ્યું ત્યમ લવવા માંડયું
વાહરે છણકો છનનન છન છન--લું૦
જગ ઉપકાર ધર્મ ધુરંધર રામચંદ્રને તું નીંદે,
જા કર કાળું કાળા મોની—ઓય ઓય છીહ છીહ—લુ૦
દશરથ નંદન ભવ ભય ભંજન જન મન રંજનકારી જે,
શિકોતરી બિંદે શિદ તેને—ઓ૦
દુર્જન વચન દાવાનળ પ્રગટી સજ્જન વૃક્ષ બધા બાળે,
હિત વચન જળનું ત્યાં શુ ગજું—ઓ૦

દશરથ— ૩૩

પ્યારી શું તું રીસાઈ ખરે જરીક જરીક જો અરે—પ્યારી૦
વચન વ્હાલી ભુલથાએ કહ્યું નથી મેં આકરૂં
અરે અરે અરે—જરીક જરીક જો અરે—પ્યારી૦
લટક મટક ચાલ રસિક, નેણુ, વેણુ, કયા ભુલી
અરે અરે અરે—જરીક જરીક જો અરે—પ્યારી૦
મધુર માલતી રીસાય હાય ભ્રમર કયાં જશે;
અરે અરે અરે—જરીક જરીક જો અરે—પ્યારી૦

કૈકેયી— ૩૪

ભલે રાજ્ય ભરતને ના મળો નહીં મારે એથી કામ;
પણ વનમાં કાઢોને પીયુજી મ્હેલાં પલો રામ.
શોકલડીના સુતની કિરતી આવે મારે કાન;
ઠેર ઠેર ને ઘેર ઘેર એ રામ પામે માન.
નાના નહિં સંભળાયે મુજથી રાજાજીએ નામ.
અગ્નિ માંહિ ટાઢકતા જો આવે કોઇ કાળ;
વાંઝણી જો કોઇ કાળે પામે કંઇ બાળ;
તોયે મારૂં વેણુ ફરવુ રાજાજી હરામ.

દશરથ— ૩૫

વ્હાલી તું વિચાર કાંઈ થાય શું હઠીલી;
રામે તારૂં શું બગાડયું, જો જરી રસીલી.
તડકો છાંયડોજ જોણે, જન્મિને જોયા નથી;
હાય મારો રામ કેમ વેઠશે પીડા અતિ;
ભાવતાં ભોજન જમ્યો સમયે સમયે જે ધણી;
હાય કંદમૂળ ખાઇ જીવશે શું એ ધણી.

ખમા ખમા ખાસદાર પાસ જેની ઊચરે;
હાય જાય રામ તે શુ એકલોજ વન વિશે.
કાલાવાલા કરી હું વ્હાલી બાળા માગું આટલું;
મદન સુંદર રામચન્દર વન અંદર ના જશે.

દશરથ— ૩૬

જે આ મસ્તક આજ સુધી તો, કોઇને નમ્યું નથી આ જગ માંહી
ઇન્દ્ર ચન્દ્ર પણ જેની દોસ્તીમાં, હરનિશ ર્‌હેતા પોતે મઝામાં—જે૦
તે મુજ મસ્તક તુજને નમાવું, કાંક દયા કરરે મ્હારાણી—જે૦

રામ ૩૭

પીતાજી તમે જરા ન શોક કરતા
જનમથી જે છે પાલણ કરતા
વચન તેનુ લોપુ ન જીવ આ જતાં--પિ૦
મહા ઊપકારક માત પિતાજી,
ભજન તેનું મહા મુરખ ભૂલતા--પિ૦
ભલે ભરત બાઇ રાજ્ય કરે આ
માજી ખુશીથી જાઉં હું વનમાં-પિ૦

કૌશલ્યા— ૩૮

અરે બાઇ તું તો નયન તણી કીકી સમ અરે,
સમાઇ છે મ્હારી સકળ શુભ આશા તુમ વિશે,
તને બાઇ છેટે પળ પણ નથી હા હજુ કયો,
ચીરાયે આ હૈયું વચન સુત વ્હાલા શું ઉચર્યો,
અરે તારાં મિઠાં મધુર વચનો કેમ વીસરૂં,
અને વારૂ તારૂં વદન કયમ ભુલું અતી ભલું,
સુંવાળી આં કાયે કઠણ દુઃખ સેશો વન તણાં,
ભલે જાં જા બાઇ પ્રથમ જીવ મારો લઇ તું જા

**લક્ષ્મણ—** ૩૯

નહીં નહીં સાંખી ખવાય;
નહીં અન્યાય માજી આ હુંથી સહેવાય;
આવો હાય જીવો ન્યાય રઘુરાય હાય થાય;—
વાળ ઝાલી પાપણી કૈકેયીને હાલ હાલ પ્હોંચાડું સ્વરગે. હાય૦

**રામ—** ૪૦

સેજ પલંગપર પણ નહીં સુખ માંહિ સુવાય;
રાજ્ય તણા સુખ કાજનું લોભી મન લલચાય—આવે સુખી આની સુખી છે રાજ
ચતુર નર ચેતી લેજો—માજી મુસાફર રેહેજો ખબરદાર. સા૦
ખટરસ ભોજન પણ નહીં, ખાંતે કરી ખવાય;
હાય વાય ક્યારે ટાં ઝાંઝર ઓગે ખાય. સા૦
આ દુશમન પેટના. આ આ બળવાખોર;
ખાશે કે શું મારશે તાણી દેશે ઠેર. સા૦

**કૌશલ્યા—રામ—લક્ષ્મણ.** ૪૧

હો જશો બાળ તમે વન્ન આજ;
થઈ દુઃખીઆરિ પુત્ર વિયોગે રે રે હા હા હાય. હો૦
કોણ જનમનાં કરતુકો નડીઆં હે જગનાથ;
લાડકવાયાં લાડકાં જાયે તજીને સાથ. હો૦
હુકમ વડીલનો પાળવા જઈએ અમે વનવાસ;
ધર્મી દેખી બાળને, માજી ન થાઓ ઉદાસ. હો૦
દુઃખીઆં તમને દેખીને, કોણ દુઃખી દીલ થાય;
જગપતિ રાજા રંકની નિત્યે કરતો સ્હાય. હો૦
વૈભવ ભોગ તજી ભલા વનમાં કેમ વસાય;
ક્ષત્રી થઈને વૃધ્ધની આજ્ઞા ક્યમ લોપાય. હો૦

રેવન દેવી દેવતા તમને સોંપું હાલ;
બાળક નોધારાં પડયાં લેજો એની ભાળ. હો૦

**સીતા—** ૪૨

ચડતી પડતી જગતમાં, સરજી જીવનની સાથ;
ઉદય અસ્તને જાણવા કાળ તણા બે હાથ.
સુખીઆઓ સુખીઆજ નથી રહેવા સદાકાળ;
દુઃખીઆઓ દુઃખીઆજ નથી રેવા સદાકાળ.
સુખી હોય દુઃખી થાય, દુઃખી હોય સુખી થાય;
રંક પળ માંહિ રાય રાય રંક એજે થાય;
કળી ખીલી ખુબ ખુશબોથી પછી ખરી જાય;
વાદળ વરસી પછી છેવટે વેરાઈ જાય. સુ૦
માટે મુંઝાવું નહિં આપદમાં ધરી ધીર;
કાળ હાથ સામે ટકે રંક નેક રણધીર.

**સીતા—** ૪૩

પિયુજી આજે મગન મગન મન થાય—પીયુજી પધારિઆરે—મ૦
ભરી મોતીડે થાળ સખીઓ, વધાવી લ્યો રઘુરાય.—સાહેલીઓ૦
રસીક સખીને રીઝવોરે, આવો રસીક વર રાય વિ૦
મધુર કળીને ખીલવોરે, ચતુર સુંદર નર રાય વિ૦

**રામ—** ૪૪

રહોને રમણી સ્વરગ આ ગણી—સુખે સુખે
શંકટ ઉતકટ વીકટજ વન વિશે વેઠાશે શે વ્હાલી મારી—સુખેસુખે
કોમળ આ કાયા તારી, સુંદર અતી સુંવાળી
વન પીડા વેઠાનારો, નથી એનાથી ઓ નારી
ગુણવતી સાચી સતીરે, હઠ મુકય પડતી

આવાં આવાં મીઠાં તારાં વચનો સુણી
સેવા પુરી થઈ ચુકી રે'જે સુખી—૨૦

**સીતા—રામ** ૪૫

સુખમાં સ્હેલ કરાવી જેણે, દુખમાં નવ દુભાયે તેને,
નરકે વાસ ન મળજો તેને, ધિક્ધિક્ છે એ નરખરને,
પાપિમાં પાપિ નાગરને લૂણ હરામ કરયું છે જેણે,
જેણે સૌ સોંપ્યું વિશ્વાસ બંધાયો જે આશા પાસે,
પ્રિતી પળમાં ભુલી જાશે દુસ્મન થઈને સામો થાશે,
કેમ ભલું થાશે—એનું કેમ ભલું— સુખ૦
આપ પ્રસંગે સ્વામી પામી, નવિન નવિન રસ રસ સુખકારી,
મોજમઝા મન મોહન નાથે, સાથે રહી દીધી મનહારી,
ખીલતી ખુબ ખુબીથી, ચંદ્રે કમળીની કરમાવાવાળી.
જીવન જીવન હાર રાખશું, પણ લઈ કીધું મનમાં ધારી,
જ્યારે મુંજને સોંપ્યુ જીવન, અધ્ધર રાખું ત્યારે હું મન
પાપીમાં હું પ્હેલો નંબર, થઈ ચુકીતો સ્વામી સુખકર
સ્વામીજી ન મુકુ સંગ વાહ વાહ રંગ રંગ
નાટ વિટિ નારી સંગે વાહ વાહ રંગ
સાથે હરશું સાથે ફરશું સાથે રમશું, સાથે જમશું
નાના નાથ વિના નાહ રેશું
... ... ... ... ત્યારે સુખે સાથેરેને—પ્યારી૦ સુખ૦

**મણીઓ—** ૪૬

કદી કોઈ ન માયાં હશો રે હાય!
માતા બાળ મૂકી મરશોમાં રે હાય!
બાપ વશ નહીં માને મરશોમાંરે હાય!

મળી શાવકી માતા હા જેને,
મળ્યો જીવતાં જીવત જમ તેને,
દયા લેશ ન દિલમાંહિ એને,
હાય માતા, ધિક પિતા,
બહુ રીબાવો અનાથ બાળક,
શરમ શરમ છે શરમ પિતાજી હાય !

**જેશંકર—** ૪૭

નવી મારી ડાહી અને ડમરી, હું ભમરને એ ભમરી—
ભમરીનો મારે ચટકો, મુરખ એ રસના ચટકા
એ કરશે બેસ તો કહું હાજી હા
એ કરશે કે ઉઠ તો કહું વારુ— મા૦

**રામશંકર-જેશંકર** ૪૮

ના કરીએ વિસવાસ, કરીએ નારી નીત દુઃખકારી;
અતિ દુઃખકારી, નિત દુઃખ નારી, ઝેર તણી ઝારી, ના૦
મુખમાં કાંઇ મનમાં કાંઇ, કેતી કાંઈ કરતી કાંઇ,
સાચું ભાઈ, સાચું ભાઈ, સાચું ભાઈ, સાચું ભાઈ ના૦
કેમ કેતાતાને, ભાઈ ભુલ્યાતાલે.
હાં નવી મારી, બસ બાપ જખમારી ના૦

**રામ—** ૪૯

માગું પ્યારા પિતા મારી માગું આજે રાજ્યને પાટ આ ત્યાગું મા૦
સુરજ સમ રામ દશરથા કે સુરજવંશી ચલાવ્યું રાજ;
તેમ ચળવશે ભાઇ ભરતજી રાજરૂપ આ જંગરું કાજ. મા૦
જાણું અજાણું-કડા અભિમાને, જે જે કીધા મે અન્યાય;
રાય રીઝાવ્યા રંક રીસાવ્યા, તે સર્વેની દેજે ક્ષમાય. મા૦

# अंक ३ जो.

**દાસીઓ—** ૫૦

ઘેળા ફરતી છાંયડી સુખ દુઃખ આવે જાય,
લીલા શ્રી જગદીશનીરે મુરખ ગોથાં ખાય,
વર્તો સમયનેજ વિચારીરે—હા—કરમ તણી એની બલિહારી
કુંજે ખીલી કુસુમ કળી જે, સાંજ પડે કરમાય,
ચોથથી આગળી ચંદ્ર ગગનમાં ઝાંખો ઝટ થઈ જાય—વ૦

**ભરત—શત્રુઘ્ન** ૫૧

તું આધાર જગ સરદાર દીન જન દુઃખ હારી,
દીન જન તારક અધમ ઉધારક.
સમરણ કરૂં જય જગદીશ જગદીશ
લઘુ શીશ નામી શીશ
ઝડપ ઝડપ પ્રભુ મદદે મળીને,
સંકટ સકળ લે નીવારી નીવારી—તું૦
ભવ ભય હારી છાયા તારી છાઇ જગતમાં,
સદા સદા સજ કરૂણા કૃપાળુ,
સર્વેશ્વર તું થા સહાય પડુ પાય,
આ તનને ધનનું અરપણ ધારી—તું૦

**વહેમી—** ૫૨

નામથી અબળા કામથી સબળા જુવતી જાલમ જોરરે
એનો ડંકો—મારે રે વાતે માનવી—
દશરથ જેવા દેવાંશીનું મુકાવી દીધું માન
કોને ભાઈ એ શું અબળા, કે બળનું એ નિશાનરે—

હસતાં હસતાં હાડ એ ભાગે, વદી મધુરાં વેણુ
ભલભલાનાં ભાન ભુલાવે, મારીને કારી નેણુરે—

**બ્હેનીનો વાદ વિવાદ** ૫૩

વશ નારીને કરવી જો ધારો ગોખી રાખો સરસ આ ધારો
મારો ખુબિથી માર; વ્હેતાં વાંકી લગાર
રે'શે પાંશરી તો રાંડ ભલે જાતની હો ઢાંડ—
નહિ મોહિ પડો જોઇ મોઢું, રાંડ જાત એ તો રખડતું રોઢું
ઝાડું જેમ જેમ જેમ એ પીટાયે દા'ડે દા'ડે એ પાશરૂં થાએ
૨૦ વાહ વાહ ક્યાંથી કાઢ્યા આધારા, ગજબ ગજબ છે કાયદા તમારા
અરે બેશ વારૂ બેશ, મુકું ઠેશ ખુણે પેર.—વશ.

**સીતા—** ૫૪

સતીને તો પતિ તણી છાંયા સદા સુખકાર—
સાચો દેવ ભરતાર, પાલણનો કરતાર
સુખ શાંતિ અર્પનાર, સુખે દુઃખે સ્હાયકાર—સતિ૦
અબળા વેલી આધાર વાલમજી વૃક્ષસાર
ઉપડી ચાલે જે વાર, લલના વેલી લાચાર
નક્કી પડે થઈ નોધાર, જીવતાં તો જીવનહાર
સંગ નથી છોડનાર, દૃષ્ટાના એતો દેદારે—
ના ના ના—સુખ થાય, દુઃખ થાય, રંકરાય,
પતિ ધ્યાય, સતીગાય, સેવ્યે જાય, જીવ જાય ભલે જાય
જગતમાં જનમ તે લલનાનો લેખે થાય
જપતપ દાન ફળી સ્વામીની સેવાની માંહ્ય
માટે નહિં મુકું સંગ ના ના ના—

**બ્હેનીની બ્રી—** ૫૫

માબાપે જીવતાં નરકે નાખી દઈ આ બ્હેનીને
દીધું ગળથુથુ માંહિ શીણું ઝેર ન ઘોળીને—
ગામો હેતો ઉમરામાંથી જે ઘર માંહ્ય પેસે
બાળા સાથે પણ વાત વાતમાં લઈ બુધ્ધુ બેસે—
જમવા રમવાને દેવ દરશને પણ નહીં દે જાવા
હાય જુલમ આવા આવા ક્યાં સુધી ખમી ખાવા-
હુંજ ખરીદે કળા કેળવી મદ એનો મુકાવું
પગે લગાડી એની પાસે માફી પણ મંગાવું—

**માછી—** ૫૬

બ્રિજ બગીઆ હો બાડે કા રસીઆ રોકાન મેરી ડગરીઆ.
તેલ લગાવે હો ફુલેલ લગાવે
ઓર મસાલેકી ટોપીઆં—
કારીકારી જુલ્ફી પર જીઆ મેરા તલસે
હો તક તક મોરે નજરીઆં હો મારે સૈયાં—રો૦

**રામ—લક્ષ્મણ—સીતા** ૫૭

ભજી જીવ લે જગનાથ કૃપાળુ—
ભોગ કમળમાં જીવ ભમર આ,
રાચી રહ્યા શીદ નાચી મુરખ તું—
પાપી દવાનળ માંહિ પ્રજળી
હોંશ કરી અફસોસ મરે એ—
જ્ઞાન સુધારસ સિંચી સ્વામી
તાપ ત્રિવિધનુ કાપ મયાળુ—

**ભરત—** ૫૮

હાય દીશે ફેર થયો કંઈ
ગમ આમાં કાંઈ બાપ પડે નહી—
ફદી શુ ગયા હશે તાત સ્વર્ગે,
બાંકુ જનશું ખુટયું કે કોઈ—
ભાઈ ચાલો ઝટપટ ઝટપટ મંદિરમાં જઈએ
માતાજીને પુછી ગાદ્દી માહેર તો થઈએ—

**કૈકેયી—** ૫૯

પધારો કુમાર મારા પ્રાણના આધાર
વત્સ શશીના વિના ચકોરી લાચાર—
પુત્ર તરૂને આશરે મા ! વેલની વૃદ્ધિ થાય
અમો અબળાને કોણ આધાર
તમોજ પ્રાણ વત્સ તમોજ આધાર મારા—
કેનુ તપેરે ભર્થજી તમ આ સુંદર ભવ્ય લલાટ
પ્હેરો પ્હેરો આ મુગુટ કુમાર—તમોજ૦—

**શતરૂઘન—** ૬૦

દૂર દૂર દૂર રેરે રંડા દૂર દૂર,
નહીતો હાત્ર લાલ જોઈલાતી સુરપુર,
મોઢુ તારૂં બાળ ખેચી કાડીશ ખાલ,
જોને સામે આવી ઉભો લાલ કાળ કાળ,

**ભરત—શતરૂઘન** ૬૧

જારેજા (૩) નિમક હરામ જારે અહીંથી તારૂં કાળું કર
તને ઉમંગે જેણે ભોજન ભાવતાં દીધાં,

લાડ લડાવી દીધાં ખાનને પાન દીધાં.
પ્રભુ સમાન પૂજા વિના અંતરે કીધાં,
વચન રસિલા મિઠાં તેને તેં દગા દીધા—નીમક૦
જાડે કુવે ઉતારી, વર્તને તે છે વાદી,
ન્યાયી નરપતિને, દીધો રહેજે ડુબાવી.
વિશ્વાસ ઘાતીનું પુરી, દશા તારાછે બુરી,
શુશુ બચે ધનારી, ધિક્કારરે નિચ નારી—નીમક૦

નારદ— ૬૨

અરેરાંરાં અરેરાંરાં અરેરાંરાં જીવતું તજો સાં
થાય એથી પાપ અમાપ—જી૦
એકતો તું રાજાની રાણી
થઈ જાણીતી જગ માંય—જી૦
જાહેને માફી તું માગી લે
ન્હા રામ કૃપા જગ માંય—જી૦

શિલ— ૬૩

મળશે મળશે પ્રિયા મારી પ્રાણ
બનશે બનશે આ બુઢો હેવાન—
નારી ચરિત્ર નક્કી અજબ, જાુઓ કેવો કરે છે ગજબ
કરે બુઢ્ઢાને બાળ, ધણી નિજ દલાલ, હાથે કરે હલાલ
નારી છેડયામાં માલ નથી જરીએ માલ,
બને બને એ વ્હેલી નાદાન—મળ૦

વ્હેમી— ૬૪

મારે ઝુંડે ન વસ વહુ થાઓ; ઝાઝા રોફથી ઝાઝી વંઠી જાઓરે

મે તો પ્રત્યક્ષ પારખું જોયું, હાથે કરીને નાખ ડબોળ્યું,
નીર નાહક મુરખે વલોવ્યુંરે—
કળા કામની વશ કરવાની, હેત પ્રતિમાં આવી સમાણી
માર ગુડતો નાશની નિશાનીરે—

**લક્ષ્મણ—સાધુઓ** ૬૫

જયદેવ જયદેવ જયજય જગત્રાતા
ઘટઘટ વ્યાપી વળી જગ વ્યાપી જ્ઞાન દાન દાતા
જે જે રૂપે જે પુજે તે રૂપે પ્રગટે;
પાણી પેઠે રંગ જ્યાં ભાજનથી પલટે—
ભજ રઘુવરને ભજ રઘુવરને રઘુવરને ભજ મૂઢ મને;
પાપ ગજ આ ભજન સુગંધે ઝટપટ ઉપડી જાય ગતે;
આ સંસાર નગરમાં ભમતાં નરભવની પામ્યો બારી;
જીવ સુરદારા જરી ચૂકયા તો ફરી ન છુટવાની વારી—

**લક્ષ્મણ—** ૬૬

નાનાદુર જન કદિ નહિં ડરશે,
નહિં ચૂકી લઇ લાગ ભલે પછી આપ ખુશી થઇ મરશે—
નાવ ડુબેલા કદિકાળે પ્હોંચાડેશુ પાર
કૌવચ કેરા કાંઠા પેઠે રહોરહી દુખ દેનારા નીચ નઠારા કરશે ચાળા
કાંઈક હાલા નહીં દેશે ઠરવા કે આપ ઠરશે

**વશીષ્ટ** ૬૭

રઘુવીર બેઠા જોપણે લઇ જાનકીજી સંગમાં,
અંગે ભસ્મની મસ્તકે વૈરાગ્ય કેરા રંગમાં,
શોભે જટા શિશ હાથ માળા વસ્ત્ર ભગવા અંગમાં,
પાસેજ લક્ષ્મણ ભાઈ ઉભા ભકિત ભાવ ઉમંગમાં—

**રામ—લક્ષમણ—સીતા—** ૬૮

નરવર અમને વિસારી, જઇ ઝટ સ્વર્ગે કીધ વાસ—
કોડે કોણ લાડ લડાવે, પૂરે કોણ અંતરના અભિલાષ—જ૦
શીરના છત્ર સમા ગયા, પિતા છત્ર પતિ હાથ
કડવાં હિત વચનો કહી ક્યાં જઇને સંભળાય—જ૦
તાત મરણ હેમંતથી શિક્ષા અમૃત વેલ
સુકાઈ ગઇ સેજમાં જુઓ નશીબના ખેલ—જ૦
વીતી તે જન જાણશે, બીજાને મન સ્હેજ
અંધો સાચું સમજતા, કેવું કિમતી તેજ—જ૦

**ભરત—** ૬૯

મૂઢ મતિ હું મુંઝાઉં મનમાં—હાય હવે શું કરૂં
છેક ઘુરી પડ્યા રામચંદ્રજી—આ દુઃખ ક્યાં ઉચરૂં—
દુનિયા સઘળી ફિટ ફિટ કરશે—કેશે તાત હણ્યો
રે નિરભાગીણી માતા શીદને પ્હાણો તે ન મુજને જણ્યો
ભાઇ ભોજાઇને રાજ્યને કાજે—રણમાં રખડાવ્યા
નીરદોશીને આ પાપીએ—નાહક રંજાડ્યા—
બળી મરીશ બસ આ મુખ કાળુ બ્હાર નહી કાડુ
જનમો જનમ રામ ભાઇની ભક્તિ પાપી હું પ્રભુ માગું

**રામ—** ૭૦

પરનારી માત ગણી પરધન પથ્થર માન મન
નીચનો સહવાસ તજજે મરજાદમાં રહેજે ભગત
ધ્યાનમાં નિત રાખજે જગતાતને વળી પાપ ડર
આપતિમાં ધિરજ વરી સંગ્રામમાં શુરવિર બન

ભાઇ આ શિક્ષા સુંણી નીત્ય ચાલજે
પ્રભુ પેઠે પૂજાઈ મનમાં મ્હાલજે—

ધોળાં— ૭૧

ચર્ણું પ્રભુ પડે શર્ણું ધરીને
અમર સહુ હળી મળી હળી મળી—
સુર સુખ આશ વરી તુમ પાસ
લઇ વનવાસ નજર કરી પ્રતાપી પ્રતાપી—
જયકારી ઉપકારી રઘુવીર કરનારી ઉદ્ધારી
રાખો રંગમાં રાખો રંગમાં સીતાના સ્વામી—પ્રતાપી૦



